ત્રીજા ધોરણ માટે

આપોઆપ બુદ્ધિ ખીલવવાનું સાધન

# મુખગણિત શિક્ષક.

ભાગ ૪.




છગનલાલ મોતીરામ શાહ.

"ભૂગોળ શિક્ષક" "ડિકટેશન શિક્ષક" વગેરેના કર્તા.



[કિંમત રૂ. ૦-૧-૬.] શાહપોર-સુરત.

દેશીરાજ્યોમાં ટેકસ્ટ બુકસ, ઈનામ અને લાયબ્રેરી
માટે મંજુર થએલો અને કેળવણીખાતાના અધિકારી
સાહેબો તેમજ વિદ્વાન સદ્‌ગૃહસ્થોના
ઉત્તમ સર્ટિફિકેટ પામેલો ત્રીજા ધોરણનો

# મુખગણિત શિક્ષક

## ભાગ ૪.

રચનાર-છગનલાલ મોતીરામ શાહ.
શાહપોર-સુરત.



પ્રસિદ્ધ કર્તા-છગનલાલ મોતીરામ શાહ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-શાહપોર—સુરત.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું—"શંકર" પ્રીન્ટીંગ પ્રેસ-ઝાંપાના પુલપર-સુરત.

નવી સુધારેલી વધારેલી આવૃત્તિ ૫ મી પ્રત ૨૧૦૦



સંવત ૧૯૭૪ સને ૧૯૧૮.

કિંમત રૂ. ૦-૧-૯.

૨] ત્રીજી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" બે આના.

કાઠિઆવાડના મે૦ એજંટ ટુ ધી ગવર્નર સાહેબ બહાદુરે
હુ. નં. ૩૩૩૧ તા૦ ૧૫-૬-૧૫થી એજન્સિની સર્વ
—સ્કૂલોમાં લાયબ્રેરી માટે મંજુર કરેલો—

**સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો**

**"ભૂગોળ શિક્ષક" બે આના.**

**સુરત જિલ્લાનો "ભૂગોળ શિક્ષક" બે આના.**

**સુરત જિલ્લાનો નકશો. ત્રણ આના.**

કર્તા—છગનલાલ મોતીરામ શાહ. શાહપોર—સુરત.

---

## "ડિકટેશન શિક્ષક"

ભાગ. ૧-૨-૩ દરેકના બે આના.
ભાગ. ૪ થો. ચોથી ચોપડીનો અઢી આના.

૧] પાઠવાર અઘરા શબ્દો.
૨] જોડણીના એકજ નિયમવાળા શબ્દો.
૩] કઠિન મળતા શબ્દોની તારવણી.
૪] જોડાક્ષર. ૫] મળતા જોડાક્ષર.
૬] પરીક્ષાના ડિકટેશનમાં આવનાર શબ્દો.

## "મુખગણિત શિક્ષક"

દરેક ધોરણના છુટા તૈયાર છે.

કર્તાઃ—છગનલાલ મોતીરામ શાહ.
(કમીશનમાં પુષ્કળ લાભ)
શાહપોર-સુરત.

# પ્રકરણ ૧. આંકનો ઉપયોગ.

## મનોયત્ન ૧.

૧) ૫ એટલે કેટલા દશક ? ૨ાા એટલે કેટલા દશક ? ૭ાા એટલે કેટલા દશક ?

૨) ૧૨ાા; ૧૫; ૧૭ાા; ૭૫; ૮૭ાા; ૨૫ના દશક કેટલા ?

૩) ૫૦ એટલે કેટલા સો ? ૨૫ એટલે કેટલા સો ? ૭૫ એટલે કેટલા સો ?

૪) ૧૨૫; ૧૫૦; ૧૭૫; ૨૫૦; ૩૭૫ના સો કેટલા ?

૫) ૦ાા દશક; ૦ા દશક; ૦ાાા દશકના એકમ કેટલા ?

૬) ૦ાા સો; ૦ા સો; ૦ાાા સો; ૧ા સો; અને ૨ાા સો એટલે કેટલા ?

૭) ૧૬×૦ા; ૩૨×૦ાા; ૪૮×૦ાાા; ૫૮×૧ા; કેટલા ?

૮) ૧૬×૨ાા; ૩૨×૫; ૪૮×૭ાા; ૫૮×૧૨ાા; એટલે કેટલા દશક ?

૯) ૮×૦ા; ૧૫×૦ાા; ૩૫×૦ાાા; ૪૩×૧ા; ૫૪×૧ાા; ૬૭×૨ાા?

૧૦) ૮×૨૫; ૧૫×૫૦; ૩૫×૭૫; ૪૩×૧૨૫; ૫૪×૧૫૦; ૬૭×૨૫૦ એટલે કેટલા સો ?

૧૧) ૨૭×૨૫; ૨૭×૫૦; ૧૨૫×૧૩; ૨૫૦×૬૩; ૧૫૦×૩૭; ૭૫×૩૬ એટલે કેટલા સો ?

૧૨) ૫૦–૨૫; ૭૫–૫૦; ૧૨૫–૭૫; ૧૫૦–૧૨૫; ૧૭૫–૫૦; ૨૨૫–૧૫૦; ૮૭૫–૧૨૫; ૭૫૦–૨૫૦; ૧૨૫૦–૨૫૦; ૧૨૫૦–૧૨૫; ૭૫૦–૫૦૦; ૩૫૦૦–૨૫૦; ૩૭૫૦–૭૫૦; ૨૨૫૦–૧૧૨૫ કેટલા ?

૧૩) ૧૦૦૦÷૧૨૫; ૧૫૦૦÷૧૫૦; ૨૨૫૦÷૭૫; ૭૫૦÷૫૦; ૨૫૦૦÷૨૫ એટલે કેટલા ?

૪] ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા બે આના.

# "ડિકટેશન શિક્ષક" માટે અભિપ્રાય.

## —રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી—

રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપાલ સાહેબ,

તા. ૨૮-૬-૧૯૧૭ના પત્રમાં લખે છે કે:—

સલામ-તમારા તરફથી અવલોકનાર્થે "ડિકટેશન શિક્ષક" ભાગ ૧. ૨ નામનાં બે નાનાં પણ ઉપયોગી પુસ્તકો મળ્યાં. તે જોતાં જણાય છે કે તમારો આ શ્રમ બાળકો, શિક્ષકો અને કેટલેક દરજ્જે લેખકોને પણ અત્યંત ઉપયોગી થઇ પડશે. આ પુસ્તકોનો ઉપયોગ કરવાથી બાળકોને ઘણી ઓછી મહેનતે જોડણીનું સારૂં અને ચોકસ જ્ઞાન થશે. તમોએ વાંચનમાળામાંથી ઘણાખરા મુશ્કેલીવાળા શબ્દો તારવ્યા છે, અને તેને વિવિધ રીતે ગોઠવી શિખનાર શિખવનાર ઉભયને સરળતા કરી આપી છે.

વળી સારા કાગળ, મોટાટાઇપ અને શબ્દોના છુટાપણાને લીધે એ પુસ્તકો આંખને આકર્ષક થાય તેવા છે.

એકંદરે મારા ધારવા પ્રમાણે તમારાં પુસ્તકો શ્રુતલેખનના શિક્ષણમાં મદદગાર થઇ પડશે, તેથી કેળવણીની દૃષ્ટિએ જોતાં તેને ટેકસ્ટ બુકસ તરીકે સ્વીકારી શકાય તેવી છે. એજ.

# પ્રકરણ ૨.

## કોષ્ટકો.

### અર્થદર્શક પરિમાણો.

#### (૧) ચલણી નાણાનું કોષ્ટક.

૧॥ પાઇ =૧ અધેલો
૩ પાઇ =૧ પૈસો (સવાકો)
૨ પૈસા =૧ ઢબુ (અઢીકો)
૪ પૈસા =૧ આનો; આની.
૨ આના=૧ બેઆની
૨ બેઆની=૧ પાવલી.
૨ પાવલી=૧ અડધો.
૨ અડધા=૧ રૂપીઓ
૧૫ રૂપીઆ=૧ ગીણી

#### (૨) સરકારી હિસાબમાં.

૧૨ પાઇ=૧ આનો
૧૬ આના=૧ રૂપીઓ

#### (૩) વેપારી હિસાબનું.

૧ વીસવાસી=૧ બદામ.
૧ બદામ =૧ દોકડો.
૧૦૦ બદામ =૧ આનો.
૧૦૦ દોકડા =૧ રૂપીઓ
૧૬૦૦ બદામ =૧ રૂપીઓ

### ભારદર્શક પરિમાણો.

#### (૪) દેશી સાધારણ તોલનું.

૨॥ રૂપીઆભાર =૧ અધોળ.
૪॥ જુના પૈસાભાર=૧ અધોળ.
૪॥ ટાંક =૧ અધોળ.
૨ અધોળ =૧ નવટાંક
૨ નવટાંક =૧ પાશેર
૨ પાશેર =૧ અચ્છેર
૨ અચ્છેરે =૧ શેર

૪૦ રૂપીઆભાર =૧ શેર
૭૨ જુના પૈસાભાર=૧ શેર
૯૬ નવા પૈસાભાર=૧ શેર
૪૦ શેર =૧ મણ
૫ મણ =૧ કોથળો
૭ મણ =૧ નાનોહારો
૧૨ મણ =૧ માણી
૧૬ મણ =૧ કળશી
૨૦ મણ =૧ ખાંડી
૨૧ મણ =૧ મોટો હારો
૨૪ મણ =૧ ભાર

૩૦ મણ =૧ ગાલ્લી
૩૨ મણ =૧ બેડીઉં
૪૦ મણ =૧ મુડો
૧૦૦ મણ =૧ મોટો મુડો

**(૫) રૂ તથા કપાસ તોલવાનું**
૪૮ શેર=૧ ધડી
૨૦ ધડી=૧ ભાર

**(૬) મુંબઇમાં ચાલતું માપ**
૨ નવટાંક=૧ પાશેર
૨ પાશેર =૧ ટીપરી
૨ ટીપરી=૧ શેર
૪ શેર =પાયલી
૧૬ પાયલી=૧ ફરો (મણ)
૮ ફરા =૧ ખાંડી
૨૫ ફરા =૧ મુડો

**(૭) સોનું રૂપું તોળવાનું (દેશી)**
૬ ચોખાભાર=૧ રતી
૪ મગ =૧ રતી
૩ રતી =૧ વાલ
૧૬ વાલ =૧ ગદીઆણો
૨ ગદિઆણો =૧ તોલો.
૩૨ વાલ =૧ તોલો.

**(૮) દક્ષિણમાં ચાલતું.**
૮ રતી =૧ માસો.
૧૨ માસા=૧ તોલો.

**(૯) ગણત્રીનું કોષ્ટક.**
૧૨ નંગ =૧ ડઝન
૧૨ ડઝન =૧ ગ્રોસ (ગ્રુસ)
૨૦ નંગ =૧ કોડી (કુંડી)
૧૦૦ નંગ =૧ સેંકડો
૧૦ સેંકડા=૧ હજાર

**(૧૦) કાગળ ગણવાનું.**
૨૪ તાવ=૧ ધા (દસ્તો)
૨૦ ધા =૧ રીમ
૧૦ રીમ=૧ ગાંસડી

## મહત્વદર્શક પરિમાણો.

**(૧૧) કપડાં ભરવાનું.**
૨ આંગળ=૧ તસુ
૧૨ તસુ =૧ ફુટ
૨ ફુટ =૧ ગજ
૨૪ તસુ =૧ ગજ
૩ ફુટ =૧ વાર
૩૬ તસુ =૧ વાર
૨૦ તસુ =૧ હાથ

(૧૨) અંતર માપવાનું (દેશી)

૮ ઉભાજવ=૧ આંગળ.
૪ આંગળ =૧ મુઠ્ઠી.
૩ મુઠ્ઠી =૧ વેંત.
૨ વેંત =૧ હાથ.
૪ હાથ =૧ દંડ
૨૦૦૦ દંડ =૧ ગાઉ
૪ ગાઉ =૧ જોજન
૧ ગાઉ =૨॥ માઇલ

(૧૩) દેશી ચોરસ માપ

૨૦ કાઠી=૧ વસો.
૨૦ વસા=૧ વીંઘુ

## કાળદર્શક પરિમાણો.

(૧૪) વખત જાણવાનું કોષ્ટક.

૬૦ વિપળ=૧ પળ
૬૦ પળ =૧ ઘડી
૭॥ ઘડી =૧ પહોર
૮ પહોર } =૧ દિવસ
૬૦ ઘડી }
૭ દિવસ=૧ અઠવાડીઉં
૧૫ દિવસ=૧ પખવાડીઉં
૩૦ દિવસ=૧ મહીનો
૧૨ મહીના=૧ વર્ષ
૫૨ અઠવાડીઆં=૧ વર્ષ.
૩૬૦ દિવસ =૧ વર્ષ.

૬૦ સેકંડ =૧ મિનિટ.
૬૦ મિનિટ=૧ કલાક
૨૪ કલાક =૧ દિવસ

૨॥ પળ =૧ મિનિટ.
૨૪ મિનિટ=૧ ઘડી
૨॥ ઘડી =૧ કલાક
૩ કલાક =૧ પહોર

# પ્રકરણ ૩.

## પોણાનું મુખગણિત.

### મનોયત્ન ૨.

૧) અર્ધો ને પાવલી મળીને કેટલા રૂપીઆ થાય ?
૨) ૦॥। ગજ લુગડું હતું બીજું ૦॥। ગજ લીધું તો કેટલું થયું ?

૩) ૨૭માં ૦ાા ઉમેરૂં તો કેટલા થાય ?
૪) ૬૨ા મણ ઘઉં હતા બીજા ૦ાા મણ લાવ્યો તો કેટલા થાય?
૫) ૪૫+૦ાા; ૪૭+૦ાા; ૩૭ા+૦ાા, ૬૯ાા+૦ાા કેટલા ?
૬) ૦ાા+૪૦ાા; ૦ાા+૬ાા; ૦ાા+૪૭; ૦ાા+૭૨; કેટલા ?
૭) કઇ સંખ્યામાંથી ૦ાા લઇએ તો ૪૫ાાા, ૪૮, ૩૮ા ને ૭૦ાા રહે?
૮) ૧૨ અડધા અને ૧૨ પાવલા મળીને કેટલા રૂપીઆ થાય ?
૯) ૧ાા શેર દૂધમાંથી ૦ાા શેર ઢોળાઇ ગયું તો કેટલું રહ્યું ?
૧૦) મારી પાસે રૂ. ૦ાા છે તેમાં શું ઉમેરૂં તો રૂ. ૦ાાા થાય ?
૧૧) મારી પાસે રૂ. ૧૬ાા હતા તેમાંથી રૂ. ૦ાા ખોવાઇ ગયો તો કેટલા રહ્યા ?
૧૨) રૂ. ૨૪માંથી રૂ. ૦ાા ખરચ્યો તો બાકી શું રહ્યું ?
૧૩) ૬૫ા–૦ાા; ૬૭ા–૦ાા; ૪૮ાા–૦ાા; ૬૩–૦ાા કેટલા થાય ?
૧૪) ૧૭×૦ાા; ૨૩×૦ાા; ૪૭×૦ાા; ૯૯×૦ાા; ૬૭×૦ાા; કેટલા ?
૧૫) એક તપેલામાં ૦ાા મણ દૂધ માય તો એવા ૮ તપેલામાં કેટલા મણ દૂધ માય ?
૧૬) એક રૂપીઆનું ૦ાા ગજ તો રૂ. ૫૭નું કેટલું ?
૧૭) ૦ાા ગજનું એક ગજવું થાય તો ૨૮ ગજવાંમાં કેટલા ગજ લુગડું વપરાશે ?
૧૮) રૂ. ૦ાાનું એક શેર તો ૨૪ શેરનું શું ?
૧૯) એક આનાનું ૦ાા શેર તો ૨૪ શેરનું શું ?
૨૦) એક છોકરાને રૂ. ૦ાા આપીએ તો ૨૭ છોકરાને આપવા કેટલા રૂપીઆ જોઇએ ?
૨૧) એક શીશીમાં ૦ાા શેર સાકર માય તો ૬૮ શીશીમાં કેટલી માશે?

૨૨) મહીને ના મણ ચોખા જોઇએ તો ૨૭ મહીનામાં કેટલા જોઇએ?
૨૩) એક માણસને ના શેર અનાજ જોઇએ - તો ૬૧ માણસને કેટલું જોઇએ ?
૨૪) એક શેર બદામનો રૂ. ના પડે તો ૧૨ શેરનું શું બેસે ?
૨૫) ૨૪ આખાના પોણા કેટલા ? ૩૬ પોણાના આખા કેટલા ?
૨૬) પોણા રૂપીઆના પૈસા કેટલા ? આના કેટલા ?
૨૭) ૫૯ પોણું ? ૬૯ પોણું ? ૭૯ પોણું ? ૪૯ પોણું કેટલા ?
૨૮) ૫૨ પોણાના આખા કેટલા ? ૬૪ પોણાના આખા કેટલા ?
૨૯) પોણાની ચચ્ચારની પલાખી બોલો.
૩૦) પોણાની બબ્બેની પલાખી લખો.
૩૧) એક કડીઓ દરરોજ રૂ. ના કમાય તો ૮ કડીઆ ૨૯ દિવસમાં શું કમાશે ?
૩૨) રૂ. ૬ાાની મણ ખાંડ મળે તો ૨૭ મણનું શું ?
૩૩) પોણા રૂપીઆમાં ૩ પૈસા ઓછા છે તો કેટલા પૈસા હશે ?
૩૪) કેટલા પાવલા મળીને પોણો રૂપીઓ થાય ?
૩૫) પોણા કાગળમાંથી ના કાગળ કેટલા થશે ?
૩૬) જેટલા અડધા તેટલીજ પાવલીઓ કેટલી વખત લઇએ તો ૬૯ થાય ?
૩૭) રૂ. ૩૩માંથી પોણો રૂપીઓ કેટલા છોકરાને અપાય ?
૩૮) રૂ. ૬૦ છે ને છોકરા ૮૦ છે તો દરેકને શું મળશે ?
૩૯) રૂ. ૩૩ છે તેમાં પોણો રૂપીઓ કેટલીવાર ઉમેરૂં તો રૂ. ૪૫ થાય ?
૪૦) ના ગજ બનાતનો રૂ. ૧ બેસે તો ૨ાાા ગજનું શું ?

૪૧) ૯૬ કોટની શીવેડામણી રૂ. ૭૨ બેઠી તો એક કોટની શી ?
૪૨) કેટલા પોણા હોય તો ૩૯ આખા થાય ?
૪૩) ૫૬ા ગજ કપડામાંથી ૦ાા ગજના કેટલા રૂમાલ થાય ?
૪૪) રૂ. ૨૭ના ૩૬ પહેરણ મળે તો એક પહેરણનું શું ?
૪૫) કેટલા પોણે ૬૯ ? કેટલા પોણે ૨૯ા ? કેટલા પોણે ૭૨ાા ?
૪૬) પોણો કેટલીવાર લઇએ તો ૩૩ાા થાય ?
૪૭) ઘોડાને રોજ ૦ાા શેર ગંદી જોઇએ તો ૪૮ શેર કેટલા દિવસ ચાલશે ?
૪૮) કેટલા પોણે ૯; ૧૫, ૨૭, ૪૨, ૭૨ ?
૪૯) ૩૯ પેંડામાંથી ૦ાા પેંડો કેટલા છોકરાને અપાય ?
૫૦) ૦ાા આનાનું શેર કોળું મળે તો રૂ. ૦ાાનું કેટલું આવે ?
૫૧) પોણો હજાર તે કેટલા ? પોણો સો લખો ? પોણીસો લખો ?
૫૨) કેટલા પોણા હોય તો પુરેપુરા-આખા થાય ?

---

## સવાયાનું મુખગણિત.

### મનોયત્ન ૩.

૧) રૂપીઓ ને પાવલી મળીને કેટલા રૂપીઆ થાય ?
૨) ૪૩ાા માં ૧ા ઉમેરૂં તો કેટલા થાય ?
૩) ૬૮ાા રૂપીઆ હતા ને મારા ભાઇ ૧ા રૂપીઓ આપે તો મારી પાસે કેટલા રૂપીઆ થાય ?
૪) ૩૮ાા+૧ા, ૬૭ાા+૧ા, ૫૬ા+૧ા, ૭૦+૧ા કેટલા ?
૫) ૧ા+૪૫, ૧ા+૪૭ાા, ૧ા+૩૬ા, ૧ા+૭૮ાા કેટલા ?
૬) રૂ. ૭૮ાા છે તેમાંથી ૧ા રૂપીઓ ખરચ્યો તો શું રહ્યું.

૭) રૂ. ૪૫માંથી ૧। રૂપીઓ ધર્માદા કર્યો તો કેટલા રહ્યા ?
૮) ૭૮।।।–૧।, ૫૭।।–૧।, ૩૬।–૧।, ૧૦૦–૧। કેટલા ?
૯) ૪૦–૩૮।।।, ૬૮।।।–૬૭।।, ૮૨।–૮૧, ૭૧–૭૦ કેટલા ?
૧૦) સવા રૂપીઆમાં શું ઉમેરીએ તો ૨।। રૂપીઆ થાય ?
૧૧) રૂ. ૩।।। છે ૫ રૂપીઆ કરવા છે તો કેટલા ખૂટે ?
૧૨) ૯૯×૧।, ૭૫×૧।, ૬૯×૧।, ૫૯×૧।, ૭૯×૧। કેટલા ?
૧૩) ૩૭×૧।, ૭૭×૧।, ૯૫×૧।, ૭૦૦×૧। ૯૦૦×૧। કેટલા ?
૧૪) ૧। રૂપીએ શેર તો ૩૯ શેરનું શું ?
૧૫) એક બંડીમાં ૧। ગજ કપડું જાય તો ૪૫ ગજમાંથી કેટલી બંડી થશે ?
૧૬) એક કડીઓ રોજ ૧। રૂપીઓ કમાય તો ૩૯ દિવસમાં શું શું કમાશે ?
૧૭) ૭૨ તપેલી લેવા છે એક તપેલીનું વજન ૧। શેર થાય છે તો બધી તપેલીનું વજન કેટલા મણ થશે ?
૧૮) રોજ ૧। શેર લોટ વપરાય તો ૩૦ દિવસમાં કેટલો વપરાશે ?
૧૯) એક છોકરો ૧। દૂધ પીએ તો ૬૭ છોકરા કેટલું દૂધ પીશે ?
૨૦) ૩૩ રૂપીએ મણ બદામ મળે તો ૧। મણનું શું બેસશે ?
૨૧) સવાયાની ચચ્ચારની પલાખી સવળી ને અવળી બોલો.
૨૨) સવાયાની બબ્બેની પલાખી સવળી ને અવળી બોલો.
૨૩) ૯૯×૧। થી ૭૯×૧। સુધી ઉલટા બોલો.
૨૪) જેટલા રૂપીઆ તેટલાજ પાવલા ૪૩ વખત લઇએ તો કેટલા રૂપીઆ થાય ?
૨૫) રૂ. ૧નું ૧। શેર ઘી મળે તો ૪૩ રૂપીઆનું કેટલું આવે ?,
૨૬) એક આનાનું ૧। શેર કોળું મળે તો રૂ. ૩)નું કેટલું આવશે ?

૨૭) હું ૪૧ માણસ પાસે સવા સવા રૂપીઓ માગું છું તો મારૂં કુલ લેણું કેટલું હશે ?
૨૮) એક શેર ધાણાનો સવા આનો બેસે તો ૭ શેર ધાણાનું શું આપવું પડશે ?
૨૯) ૧૨ સુથારને રોજના સવા રૂપીઆ લેખે ૮ દિવસના કેટલા રૂપીઆ મળશે ?
૩૦) ૧૫ રૂપીઆને ૧૫ પાવલી મળીને કેટલા રૂપીઆ થાય ?
૩૧) મણ સાકરના રૂ. ૭॥ બેસે તો ૨૯ મણનું શું બેસે ?
૩૨) કેટલા પાવલાં મળીને સવા રૂપીઓ થાય ?
૩૩) સવા રૂપીઆમાં ૦। રૂપીઓ કેટલીવાર છે ?
૩૪) સવા કાગળમાંથી ૦। કાગળ કેટલા થશે ?
૩૫) ૮૫ રૂપીઆમાં સવા રૂપીઓ કેટલીવાર છે ?
૩૬) ૮૦ છોકરા વચ્ચે ૧૦૦ રૂપીઆ વહેંચીએ તો દરેકને શું મળે ?
૩૭) સવા શેર વેગણનો એક આનો તો ૫૮॥। શેર વેગણનું શું ?
૩૮) એક કોટની શીવડામણી ૧। રૂપીઆ લેખે દરજીને મેં ૪૩॥। રૂપીઆ આપ્યા ત્યારે કેટલા કોટ શીવડાવ્યા હશે ?
૩૯) ૯૦ રૂપીઆમાંથી સવા સવા રૂપીઆની કેટલી ઢગલીઓ થશે?
૪૦) એક તાકામાં ૨૭॥ ગજ કપડું છે તેમાંથી સવા સવા ગજનાં કેટલા પહેરણ થશે ?
૪૧) ૫૫ રૂપીઆમાં ૪૪ ટોપી લીધી તો એક ટોપીની કેટલી કિંમત પડી ?
૪૨) કેટલીવાર સવા લઇએ તો ૮૮॥।; ૭૩॥।; ૪૭॥; ૧૦૭॥; ૮૭૫ થાય ?
૪૩) એક હજામતનો ૧। આનો આપવો પડે છે મેં હજામને રૂ. ૫ આપ્યા ત્યારે કેટલી હજામત કરાવી હશે ?

૪૪) ૪૨॥ રૂપીઆમાંથી સવા રૂપીઆવાળી કેટલી છત્રીઓ આપશે?
૪૫) કેટલા સવા ૪૫ ? કેટલા સવા ૫૬। ? કેટલા સવા ૪૮॥। ?
૪૬) ૪૨ વાર સવા રૂપીઓ લેવાને બદલે ૨॥ રૂપીઆ કેટલીવાર લઇએ તો ચાલે ?
૪૭) કેટલા સવા હોય તો પુરેપુરા આખા થાય ?
૪૮) ૧॥ આને શેર આદુ મળે તો ૧॥ રૂપીઆનું કેટલું આવે ?

---

# શેરની ધાતનો ઉપયોગ.

## મનોયત્ન ૪.

૧) રૂપીઆભાર ઘી લીધું એમાં શું સમજ્યા ?
૨) પૈસો એટલે શું ? પૈસો ને પૈસાભાર, રૂપીઓ ને રૂપીઆભારમાં ફેર શું તે સમજાવો.
૩) અધોળના રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?
૪) અધોળ તોળવા માટે કેટલા રૂપીઆ મૂકવા ? કેટલા પૈસા મૂકવા?
૫) ૨॥ રૂપીઆનો ભાર કેટલા પૈસાના ભાર બરાબર છે ?
૬) ૪॥ પૈસા મૂકીને તોળવાને બદલે કેટલા રૂપીઆ મૂકીને તોળીએ તો ચાલે ?
૭) અધોળ દરાખ લીધી બીજીવાર અધોળ લીધી કેટલી થઈ ?
૮) અધોળ બે વખત લેવાને બદલે એકી વખતે કેટલું લેવું ?
૯) નવટાંકના અધોળ કેટલા ? કેટલા અધોળનો નવટાંક થાય ?
૧૦) નવટાંકના રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?
૧૧) નવટાંક તેલમાંથી ૪॥ પૈસાભાર ઢોળાઈ ગયું કેટલું રહ્યું ?
૧૨) ૪॥ પૈસાભાર બદામમાં ૨॥ રૂપીઆભાર એલચી નાખી તો કેટલું વજન થયું ?

૧૩) પાશેરના નવટાંક કેટલા ? અધોળ કેટલા ? રૂપીઆભાર કેટલા? પૈસાભાર કેટલા ?
૧૪) ૨ નવટાંક; ૪ અધોળ; ૧૦ રૂપીઆભાર; ૧૮ પૈસાભાર કયા કાટલાની બરાબર છે ?
૧૫) ૧૦ રૂપીઆ, ૧૮ પૈસા, ૨ નવટાંક, ૪ અધોળ એમાં ભાર કોનો વધારે ?
૧૬) ૪ા પૈસાભાર ખાંડ, અધોળ ઘી અને નવટાંક લોટ લીધો તો બધું મળી કેટલું વજન થયું ?
૧૭) પાશેર મધમાંથી અધોળ વપરાયું તો કેટલું રહ્યું ?
૧૮) ૨ા રૂપીઆભાર મરી, અધોળ તજ, અને ૪ા પૈસાભાર એલચીમાં કેટલી સૂંઠ નાખું તો પાશેર વજન થાય ?
૧૯) પાશેર કોની કોની બરાબર છે ? પાશેર ને પાશેર કેટલું ?
૨૦) કેટલા પાશેરા હોય તો અચ્છેર જેટલું વજન થાય ?
૨૧) અચ્છેરના પાશેરા કેટલા ? નવટાંકા કેટલા ? અધોળા કેટલા ? રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?
૨૨) અચ્છેર કોની કોની બરાબર છે ?
૨૩) અચ્છેર ઘીમાંથી વાપરતાં ૩ અધોળ રહ્યું ત્યારે કેટલું વપરાયું?
૨૪) ૩ વાર નવટાંક સાકી લીધી પણ શીશીમાં અચ્છેર માય છે તો શીશી ભરવાને બીજી કેટલી લેવી ?
૨૫) અચ્છેર લોટ ને પાશેર ઘી મળી કેટલું વજન થયું ?
૨૬) પોણોશેરના પાશેરા કેટલા ? નવટાંકા કેટલા ? અધોળા કેટલા ? રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?
૨૭) એકલા રૂપીઆથી પોણોશેર શી રીતે તોળી આપવું ?

૨૮) ૧૫ રૂપીઆ છે બીજા કેટલા રૂપીઆ હોય તો પોણો શેર તોળી અપાય ?

૨૯) પોણોશેર કોની કોની બરાબર છે ?

૩૦) પોણોશેર દૂધમાં પાશેર પાણી મેળવ્યું તો કેટલું વજન થયું ?

૩૧) શેરમાંથી કેટલું લઇએ તો પોણોશેર રહે ?

૩૨) શેરના અચ્છેરા કેટલા ? પાશેરા કેટલા ? નવટાંક કેટલા ? અધોળા કેટલા ? રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?

૩૩) શેર કોની કોની બરાબર છે ?

૩૪) આ રેતીના ઢગલામાંથી આ અધોળી વડે નવટાંકી, પાશેરો, અચ્છેરો, અને શેરીઓ બનાવો.

૩૫) નવટાંકની ધાત બોલો. શેરની ધાત બોલો.

૩૬) કેટલી વખત નવટાંક લઇએ તો શેર થાય ? ૦ાા શેર લેવું હોય તો નવટાંક કેટલીવાર લેવું ?

૩૭) ૧૬ અધોળ તે કેટલા શેર ? ૭ શેરના ? ૧ાા શેરના ? ૨ાા શેરના ? ૦ાાા શેરના ? ૧૧ શેરના અધોળ કેટલા ?

૩૮) ૪ શેર તોળવા માટે પાશેરા કેટલા મૂકવા? ચાર શેરના પાશેરા કેટલા?

૩૯) ૩૦ રૂપીઆ છે એનો ભાર કેટલો ? એટલોજ ભાર કેટલા પૈસાનો થાય ?

૪૦) ત્રાજવાના એક પલ્લામાં પાંચશેરી મૂકી છે ને સામા પલ્લામાં પાશેરો મૂકયો છે તો કેટલું તોળાશે ?

૪૧) ૨ાા પાઇની પાશેર દૂધી મળે તો શેરનું શું બેસે ?

૪૨) ૧૫ પાઇનું શેર દૂધ આવ્યું ? ત્યારે ૦ાાા શેરનું શું આપવું ?

૪૩) ૧૩ આને શેર બદામ મળે તો પાશેરનું શું આપવું ?

૪૪) બાર વખત અધોળ અધોળ મધ લીધું ત્યારે તે કેટલું થયું ?

૪૫) શેરમાં ૪ાા પૈસાભાર દૂધ ઓછું મળ્યું ત્યારે પોણોશેર કરતાં કેટલું વધારે અથવા ઓછું મળ્યું ?

૪૬) પાંચશેર ને નવટાંક ઘી છે તેમાં કેટલું નાખું તો ૭ શેર થાય?

૪૭) ૪ પૈસાનું શેર દૂધ મળે તો નવટાંકનું શું ? એક પૈસાનું કેટલું આવે ?

૪૮) ૪ પાઈનું પાશેર દૂધ આવ્યું તો એક આનામાં કેટલું આવશે?

૪૯) ૨ાા શેરના રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?

૫૦) ૧૫ રૂપીઆભાર કેટલા અધોળની બરાબર છે ?

૫૧) દોઢ પાશેર તે કેટલા રૂપીઆભારની બરાબર છે ?

૫૨) ૧ા શેર ને ૫ રૂપીઆભારના રૂપીઆભાર કેટલા ?

૫૩) એક પાશેરના નવટાંકા કેટલા ? અધોળ કેટલા ?

૫૪) અઢી પાશેરના નવટાંકા કેટલા ? અધોળ કેટલા ?

૫૫) ૨૦ રૂપીઆભાર તે કેટલા નવા પૈસાભારની બરાબર છે ?

૫૬) કેટલા નવા પૈસાભાર ૧ાા શેર થાય ? .

૫૭) પોણોશેર ને નવટાંકના રૂપીઆભાર કેટલા ?

૫૮) શેર ને પાશેરા વડે પોણો શેર શી રીતે તોળી આપવું ?

૫૯) નવટાંક લોટ ને ૪ાા પૈસાભાર ઘી મળી કેટલું વજન થાય ?

૬૦) અચ્છેર બદામ, ૫ રૂપીઆભાર સાકર અને ૯ પૈસાભાર એલચી લીધી તેમાં કેટલો લોટ નાખું તો ૧ શેર વજન થાય ?

૬૧) પોણો શેર ઘીમાંથી ૧૮ પૈસાભાર વપરાયું તો હવે કેટલા શેર રહ્યું.

૬૨) ૩૦ રૂપીઆભાર વધારે કે ૩૬ પૈસાભાર ?

૬૩) નવટાંક, પાશેર, અચ્છેર, પોણોશેર ને શેર તોળવું હોય તો કેટલા રૂપીઆ મૂકવા ?

# મણની ધાતનો ઉપયોગ.

## મનોયત્ન ૫.

૧) મણના શેર કેટલા ? કેટલા શેરનો મણ? શેરના રૂપીઆભાર?
૨) ૧। મણના શેર કેટલા ? ૦।।। મણના શેર કેટલા ?
૩) ૪૮ શેર તે એક મણથી કેટલું વધારે ? અને સવામણથી કેટલું ઓછું ?
૪) ૧।। મણમાંથી ૩ શેર લઇએ તો કેટલું રહે ?
૫) ૩૮ શેર ૦।।। મણથી કેટલું વધારે ? અને મણમાં કેટલું ઓછું ?
૬) ૧૦૦, ૬૦, ૫૦, ૩૦, ૨૦, ૧૦ શેરના મણ કેટલા?
૭) મણના દસશેરા કેટલા ? પાંચશેરી કેટલી ? અઢીશેરી કેટલી ? સવાશેરી કેટલી ? અધમણીઆ કેટલા ?
૮) ૨।। મણ ૭ શેરના શેર કેટલા ?
૯) ૧। મણની પાંચશેરી કેટલી ? અઢીશેરી કેટલી ?
૧૦) ૧।। મણમાંથી પાંચશેર કેટલી વખત આપી શકાય ? ૧। શેર કેટલી વખત આપી શકાય ?
૧૧) ૨૫ શેરમાં ૫ શેર નાખીએ તો કેટલા મણ થાય ? ૫ શેર કાઢી લઇએ તો કેટલા મણ રહે ?
૧૨) ૩૫ શેરમાંથી ૫ શેર કાઢી લઇએ તો કેટલા મણ રહે ?
૧૩) ૨।। મણ ઘીમાંથી ૨૫ શેર ગળી ગયું તો કેટલું રહ્યું ?
૧૪) એક મણ ઘી આપવું હોય તો કેટલા રૂપીઆ મૂકીને તોળી આપવું ? પાંચશેરીથી કેટલીવાર તોળવું ?

૧૫) મારે મણ દાળ જોઇએ છીએ તેમાં ૩૨ શેર છે તો બીજી કેટલી લાવવી ?

૧૬) અધમણીઓ, દસશેરી, અને પાંચશેરી એક ત્રાજવામાં મૂકીએ તો કેટલા શેર તોળાય ?

૧૭) ૦।।। મણ તે ૩૭ શેરથી કેટલું ઓછું ?

૧૮) મણમાં ૧૦ શેર ઓછું તે કેટલું થયું ?

૧૯) મણ તોળવાને માટે બશેરીથી કેટલી વખત તોળવું ?

૨૦) અઢીશેર કેટલી વખત લઇએ તો મણ થાય ? મણનો ૧૬ મો ભાગ શું ?

૨૧) કેટલી વખત સવાશેર લઇએ તો મણ થાય ?

૨૨) સાત વખત દસશેર તોળી આપ્યું તો કેટલા મણ થયું ?

૨૩) એક તામડીમાં ૮ શેર દૂધ માય છે મારે ૨ મણ લેવું હોય તો તામડી કેટલી વખત ભરી લેવી ?

૨૪) મણના શેર કેટલા ? શેરના અધોળા કેટલા ? મણના અધોળા કેટલા ?

૨૫) ૧।। મણ અનાજ છે રોજ બશેર વાપરીએ તો કેટલા દિવસ ચાલે ? અને ૩ શેર વાપરીએ તો ?

૨૬) શેર એ મણનો કેટલામો ભાગ છે ?

૨૭) ૨।। મણ ૩ શેરમાં કેટલું ઉમેરીએ તો ૩ મણ થાય ?

૨૮) પોણો મણમાં ૪।। શેર ઓછું તે કેટલું ?

૨૯) પાવલાના ૫ શેર ચોખા મળે તો મણનું શું બેસે ?

૩૦) અઢીશેરના બે આના આપ્યા તો મણનું શું પડયું ?

૩૧) રૂ. ૩૩એ મણ ઘી મળે તો ૦।।। મણનું શું ?

૩૨) ૬ વખત અઢીશેર ચણા લીધા તે કેટલા થાય ?

૩૩) ૩૫ શેર અનાજ આપવું હોય તો સવાશેરીથી કેટલી વખત તોળી આપવું ? અઢીશેરીથી કેટલી વખત તોળવું ?

૩૪) અઢીશેર કેટલી વખત લઇએ તો ૦॥। મણ થાય ?

૩૫) ૨॥ મણ તોળવા માટે કેટલા અધમણીઆ મૂકવા ?

૩૬) કેટલી પાંચશેરીનો ભાર ૨॥ મણ જેટલો થાય ?

૩૭) અધમણીઆ ને પાંચશેરી વડે ૧૫ શેર શી રીતે તોળી આપવું ?

૩૮) મારી પાસે દસશેરા છે તેનાથી ૨॥ મણ શી રીતે તોળી આપવું ?

૩૯) મારી પાસે ૧ શેરનુ, ૩ શેરનું, ૯ શેરનું, અને ૨૭ શેરનું એવાં ચાર કાટલાં છે તે વડે ૧૯, ૨૩, ૨૯, ૩૯ શેર શી રીતે તોળી આપવું ?

૪૦) ઉપલાં ચાર કાટલાંથી ૧, ૨, ૩, ૪, ૫, એમ ૪૦ શેર સુધી કેવા રીતે તોળી આપવું ?

---

# પ્રકરણ ૪.

## વજન અને કિંમત સંબંધી સમજ.

અચ્છેર બે વખત લઇએ તો કેટલું થાય ? અચ્છેરનું બમણું કેટલું ? પાશેરનું બમણું કેટલું ? નવટાંકનું બમણું કેટલું ? અધોળનું બમણું કેટલું ? સવા રૂપીઆભારનું બમણું કેટલું ?

અધમણ બે વખત લઇએ તો કેટલું થાય ? દસશેરનું બમણું કેટલું ? પાંચશેરનું બમણું કેટલું ? અઢીશેરનું બમણું કેટલું ? સવાશેરનું બમણું કેટલું ?

અચ્છેરનો રૂ. ૧) પડે તો શેરનું શું ? જ. રૂ. ૨). પાશેરનો રૂ. ૧) પડે તો અચ્છેરનું શું ? જ. રૂ. ૨). નવટાંકનો રૂ. ૧) પડે તો પાશેરનું શું ? જ. રૂ. ૨). અધોળનો રૂ. ૧) પડે તો નવટાંકનું શું ? જ. રૂ. ૨).

અધમણનો રૂ. ૧) પડે તો મણનું શું ? જ. રૂ. ૨). દસશેરનો રૂ. ૧) પડે તો અધમણનું શું ? જ. રૂ. ૨). પાંચશેરનો રૂ. ૧) તો દસશેરનું શું ? જ. રૂ. ૨). અઢીશેરનો રૂ. ૧) પડે તો પાંચશેરનું શું? જ. રૂ. ૨). સવાશેરનો રૂ. ૧) તો અઢીશેરનું શું ? જ. રૂ. ૨).

ઉપરના હિસાબમાં તમે વજન કેટલા ગણું લીધું? જ. બમણું. કિંમત કેટલા ગણી આપી ? જ. બમણી. બમણું વજન લઇએ તો કિંમત કેટલી આપવી પડે ? જ. બમણી. ચાર ગણું વજન લઇએ તો કિંમત કેટલી આપવી પડે ? જ. ચાર ગણી. આઠ ગણું વજન લઇએ તો કિંમત કેટલી આપવી પડે ? જ. આઠ ગણી ?

ઉપરના હિસાબો પરથી કઇ રીત નીકળી ? જ.

**૧) જેટલા ગણું વજન લઇએ તેટલા ગણી કિંમત આપવી પડે.**

બમણી કિંમત આપીએ તો વજન કેટલા ગણું મળે ? જ. બમણું. ચાર ગણી કિંમત આપીએ તો વજન કેટલા ગણું મળે ? જ. ચાર ગણું વજન મળે. આ ઉપરથી કઈ રીત નીકળી ? જ.

**૨) જેટલા ગણી કિંમત આપીએ તેટલા ગણું વજન મળે.**

શેરનું અડધું કેટલું ? અચ્છેરનું અડધું ? પાશેરનું અડધું ? નવટાંકનું અડધું ? અધોળનું અડધું કેટલું ?

મણનું અડધું કેટલું ? અધમણનું અડધું કેટલું ? દસશેરનું અડધું ? પાંચશેરનું અડધું ? અઢીશેરનું અડધું ? સવાશેરના અધોળા કેટલા ? સવાશેરનું અડધું ?

શેરનો રૂ. ૧) પડે તો અચ્છેરનું શું બેસે ? જ. રૂ. ૦॥. અચ્છેરનો રૂ. ૧) પડે તો પાશેરનું શું બેસે ? જ. રૂ. ૦॥. પાશેરનો રૂ. ૧) પડે તો નવટાંકનું શું બેસે ? જ. રૂ. ૦॥. નવટાંકનો રૂ. ૧) પડે તો અધોળનું શું બેસે ? જ. રૂ. ૦॥. અધોળનો રૂ. ૧) બેસે તો અડધા અધોળનું અથવા સવારૂપીઆભારનું શું પડે ? જ. રૂ. ૦॥.

મણનો રૂ. ૧ પડે તો અધમણનું શું બેસે ? જ. રૂ. ૦॥. અધમણનો રૂ. ૧) પડે તો દસશેર અથવા ૦। મણનું શું બેસે? જ. રૂ. ૦॥. દસશેરનો રૂ. ૧) બેસે તો પાંચશેરનું શું બેસે ? જ. રૂ. ૦॥. પાંચશેરનો રૂ. ૧) બેસે તો અઢીશેરનું શું બેસે ? જ. રૂ. ૦॥. અઢીશેરનો રૂ. ૧) બેસે તો સવાશેરનું શું બેસે ? જ. રૂ. ૦॥. સવાશેરનો રૂ. ૧) બેસે તો દસ અધોળનું શું બેસે ? જ. રૂ. ૦॥.

ઉપરના હિસાબોમાં તમે વજનનો કેટલામો ભાગ લીધો ? જ. અડધો ભાગ. કિંમતનો કેટલામો ભાગ આપ્યો? જ. અડધો ભાગ. વજનનો અડધો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. ૦॥ ભાગ. વજનનો ચોથો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે? જ. ચોથો ભાગ. વજનનો આઠમો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે? જ. આઠમો ભાગ. વજનનો સોળમો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે. જ. સોળમો ભાગ. વજનનો ૩૨મો ભાગ લઇએ તો કિંમતનો

કેટલામો ભાગ આપવો પડે ? જ. ૩૨મો ભાગ. વજનનો ૪૦ મો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે? જ. ૪૦મો ભાગ. વજનનો ૧૬૦૦ મો ભાગ લઇએ તો કિંમતનો કેટલામો ભાગ આપવો પડે ? જ. સોળસેંમો ભાગ. આ ઉપરથી કઈ રીત નીકળી?

**જ. ૩) વજનનો જેટલામો ભાગ લઇએ તેટલામો ભાગ કિંમતનો આપવો પડે.**

કિંમતનો અડધો ભાગ આપીએ તો વજનનો કેટલામો ભાગ મળે ? જ. અડધો. કિંમતનો ચોથો ભાગ આપીએ તો વજનનો કેટલામો ભાગ મળે ? જ. ચોથો ભાગ મળે.

આ ઉપરથી કઈ રીત નીકળી ? જ. ૪) **કિંમતનો જેટલામો ભાગ આપીએ તેટલામો ભાગ વજન મળે.**

---

## રૂપીઆભારના અધોળ અને શેરની અઢીશેરી કરવાની સહેલી રીત.

૧। રૂપીઆભાર=૦।। અધોળ થાય છે, માટે જે રૂપીઆભાર સવાયાંના અંકમાં આવે તેના અધોળા થઇ શકે. રૂપીઆભારમાં જેટલી વખત સવા હોય તેના અર્ધા કરવાથી અધોળ થાય. તેજ મુજબ શેરની અઢીશેરી પણ થાય. જેમકે ૨૭।। રૂપીઆભારના અધોળ કેટલા અને શેરની અઢીશેરી કેટલી ? ૨૭।।÷૧।=૨૨, ૨૨×૦।।=૧૧ અધોળ. ૨૭।।÷૧।=૨૨, ૨૨×૦।।=૧૧ અઢીશેરી.

# પ્રકરણ ૫.

## આંક અને ધાતોના વ્યાવહારિક પરચુરણ હિસાબ.

સૂચના:—હિસાબ વ્યવહારમાં લાગુ પાડી પૂછવા.

### મનોયત્ન ૬.

૧) ૫ શેરના રૂ. ૦॥≡ તો મણનું શું?
૨) દસશેરના ૯ આના તો ૨ મણનું શું?
૩) ૪ આનાનું ૮ શેર તો ૦॥ આનાનું કેટલું?
૪) ૧૨ શેરના ૬ આના તો ૦॥ આનાનું કેટલું?
૫) રૂ. ૦॥નું મણ તો ૧ આનાનું કેટલું?
૬) રૂ. ૦॥≈નું મણ તો રૂ. ૦)≡॥નું કેટલું?
૭) રૂ. ૧નું ૧॥ શેર તો ૯૮॥। શેરનું શું?
૮) રૂ. ૨॥એ મણ તો ૨૭॥ રૂપીઆમાં કેટલા મણ આવે?
૯) રૂ. ૮)નું મણ તો ૨૧૬ રૂપીઆનું કેટલા મણ?
૧૦) રૂ. ૨૧)નું ૫૨॥ શેર તો રૂ. ૧)નું કેટલું?
૧૧) ૬૩ શેરના ૪૨ પૈસા તો ૧॥ શેરનું શું?
૧૨) ૫ પૈસાનું ૩૫ શેર તો ૬ પૈસાનું કેટલું?
૧૩) ૩૦ શેરના ૨૪ પૈસા તો ૬। શેરનું શું?
૧૪) મણના ૨। રૂપીઆ તો ૭॥ રૂપીઆનું કેટલા મણ?
૧૫) રૂ. ૨૫)નું ૧॥ મણ તો ૭॥ મણનું શું?
૧૬) ૩ મણના ૩॥ રૂપીઆ તો ૨૭ મણનું શું?
૧૭) ૨૭ મણના ૧૬૨ રૂપીઆ તો ૧૨ રૂપીઆનું કેટલું?

૧૮) ૦॥ મણ ૭ શેરનો ૧ રૂપીઓ તો ૧॥ રૂપીઆનું કેટલું ?
૧૯) ૭ મણ ઘીના ૧૫૪ રૂપીઆ તો ૩ મણ ઘીનું શું ?
૨૦) રૂ. ૨૪)નું ૬૬ મણ તો ૧૮ રૂપીઆનું કેટલું?
૨૧) રૂ. ૧નું ૧॥ મણ તો ૯૩॥ રૂપીઆનું કેટલું ?
૨૨) ૧૨ શેરના ૩૦ આના તો ૭॥ આનાનું કેટલું ?
૨૩) ૪૫ તસુના ૧૫ આના તો ૧૮॥ આનાનું કેટલું ?
૨૪) ૮ આનાનું શેર તો ૧૦ રૂપીઆભારનું શું ?
૨૫) એક પૈસાનું ૨॥ શેર તો રૂ. ૧)નું કેટલું ?
૨૬) રૂ. ૦॥નું શેર તો ૧। મણનું શું ?
૨૭) રૂ. ૨॥નું મણ તો ૩૦ મણનું શું ?
૨૮) ૫ શેરનો ૧॥ રૂપીઓ તો ૧॥ મણનું ?
૨૯) રૂ. ૧)નું ૧॥ શેર તો ૨૯ રૂપીઆનું કેટલું ?
૩૦) રૂ. ૧)નું ૦॥ શેર તો ૫૧ રૂપીઆનું કેટલું ?
૩૧) રૂ. ૦નું શેર તો ૬। રૂપીઆનું કેટલું ?
૩૨) રૂ. ૦)=॥નું અધોળ શેરનું શું ?
૩૩) રૂ. ૧)નું ૧॥ મણ તો ૪૮ મણનું શું ?
૩૪) રૂ. ૧)ની ૩૬ પેનશીલ તો ૧। રૂપીઆની કેટલી ?
૩૫) રૂ. ૧ની ૨॥ શેર બંટી મળે તો રૂ. ૩૫ની કેટલી આવે ?
૩૬) મણ ઘઉંમાંથી ૮ વખત સરખા દળવા આપ્યા ત્યારે દરેક વખતે કેટલા આપ્યા હશે ?
૩૭) ૫૦ માણસો વચ્ચે ૨॥ મણ દૂધ વપરાયું ત્યારે એક માણસે કેટલું પીધું હશે ?
૩૮) એક શેરની ૫ કેરી ચઢે ત્યારે ૧। મણની કેટલી ચઢશે ?

૩૯) રૂ. ૧ની ૨૩ શેર જુવાર મળે તો ૦॥ મણ ૮॥ શેરનું શું બેસશે?
૪૦) ૬૮ કેરીનો રૂ ૧) બેસે તો ૨॥ રૂપીઆમાં કેટલી આવશે ?
૪૧) રૂ. ૬)ની મણ કેરી મળે તો રૂ. ૧૭૪)ની કેટલા મણ આવશે?
૪૨) રૂ. ૧)નું ૧॥ શેર ઘી મળે તો રૂ. ૩૦૦નું કેટલું ?
૪૩) ૧। શેરના ૭॥ રૂપીઆ તો ૧ શેરનું શું ?
૪૪) ૧॥ શેરના ૭૫ પતાસાં ચઢે તો ૨॥ શેરના કેટલા ચઢશે ?
૪૫) મણ કારેલાંનો ૧॥ રૂપીઓ તો ૦॥ મણનું શું ?
૪૬) રૂ. ૬)નું ૧॥ મણ તો ૧ મણનું શું ?
૪૭) ૨॥ મણના ૧૨॥ રૂપીઆ તો મણનું શું ?
૪૮) ૧॥ પાઇની એક પેન તો ૧॥ આનાની કેટલી ?
૪૯) ૩ આનાનું ૧ શેર તો ૩ પાવલીનું ?
૫૦) રૂ. ૧૬।નું ૧॥ મણ તો ૧૩॥ રૂપીઆનું કેટલું ?
૫૧) ૨॥ મણના ૧૨॥ રૂપીઆ તો ૭॥ રૂપીઆનું કેટલું ?
૫૨) ૪ શેરનો ૧। રૂપીઓ તો મણનું શું ?
૫૩) રૂ. ૯)નું ૧૩॥ મણ તો ૭ રૂપીઆનું કેટલું ?
૫૪) રૂ. ૧૬।નું ૧૩ મણ તો ૩૭॥ રૂપીઆનું કેટલું ?
૫૫) ૨૧ શેર ચાના રૂ. ૨૬। બેસે તો રૂ. ૩॥માં કેટલી આવશે ?
૫૬) ૩ મણ ઘીના રૂ. ૬૦) બેસે તો શેરનું શું ?
૫૭) રૂ. ૨॥ થી રૂ. ૭૨॥ એ કેટલા ગણા છે ?
૫૮) રૂ. ૧॥ની એક એવી ૭૩॥ રૂપીઆમાંથી કેટલી ટોપી આવે ?
૫૯) રૂ. ૭૩॥માં રૂ. ૧॥ કેટલીવાર છે ?
૬૦) રૂ. ૧॥ એ રૂ. ૭૩॥ કેટલીવાર છે?
૬૧) રૂ. ૪)નું શેર તો ૫ રૂપીઆભારનું શું ?

૬૨) રૂ. ૫)નું શેર તો ૩ પાશેરનું શું ?
૬૩) રૂ. ૮નું શેર તો રૂ. ૬)નું કેટલું ?
૬૪) રૂ. ૯)નું શેર તો રૂ. ૨ાનું કેટલું ?
૬૫) રૂ. ૪ાાનું શેર તો રૂ. ૨ાનું કેટલું ?
૬૬) રૂ. ૨ાાનું શેર તો ૪૦ પૈસાનું કેટલું ?
૬૭) રૂ. ૧ાનું શેર તો ૧૦ આનાનું કેટલું ?
૬૮) રૂ. ૧ાાનું શેર તો રૂ. ૪૯ાાનું કેટલું ?
૬૯) રૂ. ૧ાનું શેર તો રૂ. ૪૮ાાનું કેટલું ?
૭૦) રૂ. ૦ાાનું શેર તો રૂ. ૯ાાનું કેટલું ?
૭૧) રૂ. ૨ાનું શેર તો રૂ. ૫૨ાનું કેટલું ?
૭૨) રૂ. ૦)=ાનું રૂપીઆભાર તો શેરનું શું ?
૭૩) રૂ. ૦)=નું ૫ શેર તો મણનું શું ?
૭૪) રૂ. ૧ાનું ૧૦ શેર તો ૧ાા મણનું શું ?
૭૫) રૂ. ૩)નું ૦ાા મણ તો ૨ાા મણનું શું ?
૭૬) રૂ. ૦ાનું ૧ા શેર તો મણનું શું ?
૭૭) રૂ. ૨ાનું શેર તો ૪ અધોળનું શું ?
૭૮) રૂ. ૨ાાનું શેર તો ૧ નવટાંકનું શું ?
૭૯) રૂ. ૬ાાનું શેર તો પાશેરનું શું ?
૮૦) રૂ. ૨નું શેર તો દસ રૂપીઆભારનું શું ?
૮૧) રૂ. ૮)નું શેર તો ૧૮ પૈસાભારનું શું ?
૮૨) રૂ. ૫ાનું શેર તો ૯ અધોળનું શું ?
૮૩) રૂ. ૭ાનું શેર તો ૪ નવટાંકનું શું ?
૮૪) રૂ. ૧૭ાનું શેર તો ૨ પાશેરનું શું ?

૮૫) રૂ. ૨૧)નું શેર તો ૩૦ રૂપીઆભારનું શું ?
૮૬) રૂ. ૮નું શેર તો ૦॥ શેરનું શું ?
૮૭) રૂ. પાનું શેર તો ૧૨ અધોળનું શું ?
૮૮) રૂ. ૨ાનું શેર તો દોઢ અચ્છેરનું શું ?
૮૯) રૂ. ૩॥નું શેર તો ૬ નવટાંકનું શું ?
૯૦) રૂ, ૨૨ાનું ૨॥ શેર તો ૯ રૂપીઆનું કેટલું ?
૯૧) રૂ. ૦ાનું ૧૦ રૂપીઆભાર તો ૨॥ શેરનું શું ?
૯૨) રૂ. ૦॥નું ૫ રૂપીઆભાર તો ૨॥ શેરનું શું ?
૯૩) રૂ. ૦॥ાનું ૨॥ રૂપીઆભાર તો શેરનું શું ?
૯૪) રૂ. ૦)≈નું ૫ રૂપીઆભાર તો ૨ શેરનું શું ?
૯૫) રૂ ૦ા≈ાનું ૭॥ રૂપીઆભાર તો ૧ શેરનું શું ?
૯૬) રૂ. ૧૧નું મણ તો ૪ અઢીશેરનું શું ?
૯૭) ૩ આનાનું ૨॥ શેર તો મણનું શું ?
૯૮) રૂ. ૦)=નું ૨॥ શેર તો મણનું શું ?
૯૯) રૂ. ૦)=ાનું ૨॥ શેર તો મણનું શું ?
૧૦૦) રૂ. ૦ા—નું ૨॥ શેર તો મણનું શું ?
૧૦૧) ૨॥ શેરના ૩ આના તો ૦॥ મણનું શું ?
૧૦૨) પાશેરનો ૧॥ આનો તો ૨ શેરનું શું ?
૧૦૩) નવટાંકનો ૧ા આનો તો શેરનું શું ?
૧૦૪) ૨ા આનાનું નવટાંક તો ૨ અચ્છેરનું શું ?
૧૦૫) રૂ. ૨ાનું ૫ શેર તો ૪ રૂપીઆનું કેટલું ?
૧૦૬) ૧॥ મણના રૂ. ૮) તો ૧૫ શેરનું શું ?
૧૦૭) રૂ. ૫)નું મણ તો રૂ. ૧)નું કેટલું ?

૧૦૮) રૂ. ૮)નું મણ તો રૂ. ૨।નું કેટલું ?

૧૦૯) રૂ. ૦॥≈નું શેર તો ૧। શેરનું શું ?

૧૧૦) રૂ. ૦॥= આનાનું ૫ રૂપીઆભાર તો શેરનું શું ?

૧૧૧) ૧। આનાની શેર પાપડી મળે તો ૧। મણ ૩ શેરનું શું ?

૧૧૨) ૧૦ રૂપીઆભારના ૩ આના તો શેરનું શું ?

૧૧૩) ૩ શેરના રૂ. ૯) તો ૦॥। મણનું શું ?

૧૧૪) રૂ. ૦)=।નું ૧। શેર તો મણનું શું ?

૧૧૫) ૨॥ શેરનો રૂ. ૧) તો ૨॥ મણનું શું ?

૧૧૬) રૂ. ૦।=નું શેર તો મણનું શું ?

૧૧૭) ૪ શેરના ૬ રૂપીઆ તો ૩૯ શેરનું શું ?

૧૧૮) ૮ પાઇનું શેર દૂધ મળે તો ૮ આનાનું કેટલું ?

૧૧૯) ૫ અધોળના ૭॥ આના તો શેરનું શું ?

૧૨૦) ૪૦ આનાનું મણ મીઠું મળે તો ૨૦ પૈસાનું કેટલું ?

૧૨૧) રૂ. ૧૨।નું મણ તો ૨॥ રૂપીઆમાં કેટલું આવશે ?

૧૨૨) એક આનાનું ૧॥ અધોળ ઘી મળે તો રૂ. ૧)નું કેટલું ?

૧૨૩) રૂ. ૦)૦॥નું અધોળ ઘી મળે તો રૂ. ૦॥નું કેટલું ?

૧૨૪) ૨॥ શેરના ૩ આના તો શેર ૦।=નું શું આપવું ?

૧૨૫) ૧। શેર દૂધનો એક આનો તો રૂ. ૧।નું કેટલું ?

૧૨૬) એક આનાનું ૨॥ શેર તો ૨॥ મણનું શું ?

૧૨૭) ૧૬ રૂપીઆનું ૧ મણ તો ૨॥ શેરનું શું ?

૧૨૮) રૂ. ૦।≈નું ૨॥ શેર તો રૂ. ૫। નું કેટલું આવશે ?

૧૨૯) ૨૦ ઘાના ૩૦ આના તો ૩ ઘાનું શું

૧૩૦) ૧ રૂપીઆનું ૨॥ શેર તો મણનું શું ?

૧૩૧) ૬ આનાનું ૨ા શેર તો મણનું શું ?
૧૩૨) ૫૬ દોઢપાઇ વટાવીએ તો કેટલી પાઈ આવશે ?
૧૩૩) ૩૭ા મણના કોઠારમાંથી ૨ા મણના કેટલા ટોપલા ભરાશે ?
૧૩૪) મારી પાસે ૩૧ા મણ અનાજ છે કોઠારમાં ૪૦ મણ માય છે કોઠારં ભરવાને કેટલું અનાજ લાવવું ?
૧૩૫) રૂ. ૦ાા કેટલીવાર લઉં તો ૭૨ રૂપીઆ થાય?
૧૩૬) રૂ. ૭૨માં ૦ાા રૂપીઓ કેટલીવાર છે ?
૧૩૭) રૂ. ૦ાા વાળી ૭૨ રૂપીઆમાંથી કેટલી ટોપીઓ આવે ?
૧૩૮) રૂ. ૫૫માંથી ૦ાા રૂપીઆની એક એવી કેટલી ચોપડી આવશે ને શું બચશે ?
૧૩૯) મને પહેલે દિવસે રૂ. ૩ા, બીજે દિવસે રૂ. ૧ાા, ત્રીજે દિવસે રૂ. ૨ા અને ચોથે દિવસે રૂ. ૧ા= ખરચ થયો ત્યારે કુલ કેટલો ખર્ચ થયો.
૧૪૦) ૩ાા મણ જુવાર, ૨ા ઘઉં, અને ૭ા મણ બાજરી લાવ્યો ત્યારે કેટલા મણ અનાજ લાવ્યો ? જો દર મણની સરેરાસ કિંમત ૨ા રૂપીઆ હોય તો કેટલા રૂપીઆ આપવા પડે ?
૧૪૧) ૪ા મણ ૫ શેર ઘઉંમાંથી ૧ા મણ દળાવા આપ્યા ત્યારે બાકી કેટલા રહ્યા ?
૧૪૨) ૩૭ા શેર ચોખામાં બીજા કેટલા નાખું તો ૧ા મણ થાય ?
૧૪૩) ૧૫ માઇલ ચાલતાં ૭ા કલાક લાગે તો ૭૨ માઇલ ચાલતાં કેટલો વખત લાગશે ?
૧૪૪) રૂ. ૧)નું ૧ા વાર કપડું મળે તો રૂ. ૭૦૦)નું કેટલું આવશે ?
૧૪૫) ૭૧ પાઘડીના રૂ. ૧૭૭ા બેસે તો ૧૯ પાઘડીનું શું ?

૧૪૬) રૂ. ૨)≈નું મણ ૦। ૭॥ શેર તો રૂ. ૦।≈નું કેટલું ?
૧૪૭) ૨૯ આનાની ૮૭ નારંગી મળે તો ૭ આનાની કેટલી ?
૧૪૮) ૧॥ રૂપીઆનું ૨૪ તસુ તો ૫ તસુનું શું ?
૧૪૯) ૧ રૂપીઆની ૨૪ નારંગી તો ૯ નારંગીનું શું ?
૧૫૦) ૧ લીટીમાં ૯ શબ્દ માય છે તો ૨૩૪ શબ્દની કેટલી લીટી થશે?
૧૫૧) ૩૬ તસુના ૪॥ રૂપીઆ તો ૩ તસુનું શું ?
૧૫૨) કેટલા રૂપીઆમાંથી રૂ. ૦॥। વાળી ૬૯ ટોપી આવે ?
૧૫૩) દરેક બ્રાહ્મણને રૂ. ૧॥ આપતાં રૂ. ૪૯॥ ખરચ થયો ત્યારે કેટલા બ્રાહ્મણો હશે ?
૧૫૪) એક નિશાળમાં ૩૫ શેર પેંડા વહેંચ્યા, શેરના ૫ પેંડા થાય છે ત્યારે છોકરા કેટલા હશે ?
૧૫૫) કયા કયા પલાખાનો જવાબ ૩૬, ૭૨, ૧૦૮ ને ૧૪૪ આવે ?
૧૫૬) દરેક ભિખારીને એકેક પાઇ આપતાં રૂ. ૧)ની પાઇ વપરાઈ ત્યારે ભિખારી કેટલા હશે ?
૧૫૭) ૬૯ શેર બરફી છે, દરેક સાધુને જો ૧॥ શેર આપું તો કેટલા સાધુને આપી શકાય ?
૧૫૮) રૂ. ૪॥ છે, **બીજા ધોરણના "મુખગણિત શિક્ષક"**નો ૧॥ આનો બેસે છે, તો કેટલા "મુખગણિત શિક્ષક" આવશે?
૧૫૯) રૂ. ૩૭॥ માં ૧૫ છત્રી લીધી તો એ લેખે ૧૭ છત્રીનું શું બેસશે ?
૧૬૦) ૨૪ ચોપડીના રૂ. ૩॥। બેસે તો ૧૬ ચોપડીનું શું બેસે?
૧૬૧) ૧૭ મણ જુવારના રૂ. ૪૨॥ તો રૂ. ૧૫)માં કેટલા મણ?
૧૬૨) ૭૫ માણસ વચ્ચે રૂ. ૧૧૨॥ વહેંચ્યા તો ૧૫ માણસના મળીને કેટલા રૂપીઆ થશે ?

૧૬૩) ૪૭ ખુરસીનો રૂ. ૧૧૭ાા બેઠા તો ૬૯ ખુરસીનું શું લેશે?

૧૬૪) દોઢ રૂપીઆવાળી ૩૦ ચોપડીને બદલે રૂ. ૨ાા વાળી કેટલી ચોપડી આપવી?

૧૬૫) રૂ. ૮ાા માં ૧૭ ખડીઆ મળે છે તો રૂ. ૩૫)માં કેટલા આવશે?

૧૬૬) ૬ મહીનામાં રૂ. ૧૫૬) બચાવું છું તો રૂ. ૨૩૪) બચાવવાને કેટલો વખત લાગશે?

૧૬૭) ૧૨ મણ લોટના રૂ. ૩૦) તો ૩૬ મણનું શું?

૧૬૮) ૧૫ કેરીના રૂ. ૩ાા તો રૂ. ૫) માં કેટલી કેરી આવશે?

૧૬૯) ૧૭ મણ દૂધના રૂ. ૨૫ાા તો ૫૧ મણનું શું?

૧૭૦) ૧૩ ઘોડાના રૂ. ૩૯૦ બેઠા તો ૫૨ ઘોડાનુ શું બેસશે?

૧૭૧) રૂ. ૩૫ાામાંથી રૂ. ૨ાા વાળી કેટલી નોટો આવે ને શું વધે?

૧૭૨) રૂ. ૨ાા વાળી ૩૫ ટોપી લેતાં રૂ. ૦ાા વધ્યો ત્યારે કેટલા રૂપીઆ હોવા જોઇએ?

૧૭૩) કઇ સંખ્યાને ૧ાાથી ગુણીએ તો ૧૪૪ આવે?

૧૭૪) જો રૂ. ૨૮ વધારે હોત તો ૭ રૂપીઆવાળી ૧૩ ખુરસી લેતાં ૩ રૂપીઆ વધત, ત્યારે રૂપીઆ કેટલા હોવા જોઇએ?

૧૭૫) હું બજારમાં કેટલાક પૈસા લઈ ગયો, ૯ પૈસાની રેવડી, અને ૨ પૈસાના બોર લીધાં, પણ મારા મામા મળ્યા; તેમણે મને એક આનો આપ્યો ત્યારે મારી પાસે ૫ પૈસા થયા તો ઘેરથી હું કેટલા પૈસા લઈ નીકળેલો?

તા. ૧૦-૨-૧૮.

**સમાપ્ત.**

શીખવા શીખવવાનાં અભ્યાસક્રમનાં સરળ સસ્તાં પુસ્તકો.

કર્તા—છગનલાલ મોતીરામ શાહ. શાહપોર-સુરત.

—: બાળપોથી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૧. એક આનો.

"ડિકટેશન શિક્ષક" ભા. ૧. બે આના

—: પહેલી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૨. સવાઆનો.

"ડિકટેશન શિક્ષક" ભા. ૧. બે આના.

—: બીજી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૩. દોઢ આનો.

"ડિકટેશન શિક્ષક" ભા. ૨. બે આના.

સુરત શહેર તથા ચોર્યાશી તાલુકાનો

"ભૂગોળ શિક્ષક" બે આના.

દિશા શિક્ષણ ચાર પાઈ.

—: ત્રીજી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૪. ૧॥ આના.

"ડિકટેશન શિક્ષક" ભા. ૩. બે આના.

સુરત જિલ્લાનો નકશો ત્રણ આના.

સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક. બે આના.

ગુજરાતની સામાન્ય ભૂગોળની

પ્રશ્નોત્તરમાળા બે આના.

'બાળ ગરબાવળી'ની નોટ બે આના.

—: ચોથી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૫. ૨॥ આના.

"ડિકટેશન શિક્ષક" ભા. ૪. ૨॥ આના.

—: પાંચમી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૬. ૨॥ આના.

—આ સિવાય અમારા શ્રી. ડી. શાહ એન્ડ કં. ના પ્રસિદ્ધ થયેલાં પહેલી—

બાળપોથીથી ગુજરાતી સાતમી સુધીના તથા કન્યાશાળાના ત્રણે ભાગના અંગ્રેજી ટોટા વગેરે મળશે.

# "ડિકટેશન શિક્ષક"

ભાગ ૧ થી ૪.

ભાગ ૧-૨-૩ દરેકના બે આના. વાપરી ખાત્રી કરો.

— ચોથી ચોપડી માટે —

"ડિકટેશન શિક્ષક" ભા. ૪થો અઢીઆના.

ત્રીજા ધોરણ માટે ગુજરાત શાળાપત્રમાં આપેલી

— ગુજરાતની સામાન્ય ભૂગોળની —

**પ્રશ્નોત્તરમાળા.** બે આના.

સુરત જીલ્લાનો "ભૂગોળ શિક્ષક" બે આના.

સુરત જિલ્લાનો નકશો ત્રણ આના.

— ત્રીજી માટે —

"ડિકટેશન શિક્ષક" ભાગ ૩ જો બે આના.

## મુખગણિત શિક્ષક

ભાગ ૧ થી ૬.

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગનો | રૂ. ૦-૧-૦ | ત્રીજા ધો૦નો | રૂ. ૦-૧-૯ |
| પહેલા ધો૦નો | રૂ. ૦-૧-૩ | ચોથા ધો. નો | રૂ. ૦-૨-૬ |
| બીજા ધો૦નો | રૂ. ૦-૧-૬ | પાંચમા ધો૦નો | રૂ. ૦-૨-૩ |

ઇનામ સર્ટિફિકેટ મળેલાં છે નાગ. તેવું કામ છે

કર્તા- છગનલાલ મોતીરામ શાહ. શાહપોર-સુરત.